# થાણા જિલ્લાની ભૂગોળ.

(બીજા અને ત્રીજા ધોરણ માટે)

રચનાર
લક્ષ્મીરામ કોદર પણારી,
ફર્સ્ટ આસિ. માસ્તર, મ્યુ. ગુ. સ્કૂલ—થાણા.

પ્રસિદ્ધ કરનાર
દેવશંકર કોદરલાલ પુરાણી,
ઠે. મોતીલાલ શેઠની ચાલ,—થાણા.

આવૃત્તી ૧ લી. પ્રત ૧૦૦૦.

સન ૧૯૧૫.

કિંમત રૂા. ૦—૨—૦.

# પ્રસ્તાવના.

હાલમાં સુધારેલાં નવાં ધોરણ પ્રમાણે બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ભૂગોળનું જ્ઞાન કેવી રીતે આપવું, તે સંબંધી ગુજરાત શાળાપત્રમાં વારંવાર સૂચનાઓ આવે છે. તેમ શિક્ષણશાસ્ત્ર નામના સરકારે મંજુર કરેલા પુસ્તકમાં પણ તે સંબંધી સારી સમજ આપેલી છે, તે પ્રમાણે ભૂગોળનું શિક્ષણ આપવું જરૂરનું છે. તો પણ શિક્ષક મોઢેથી અથવા પુસ્તકમાંથી ભૂગોળનું સવિસ્તર શિક્ષણ આપે તેની માહીતી યાદ અણાવવા ઠીક પડે, માટે હું ટૂકામાં આ થાણા જીલ્લાનું વર્ણન સુજ્ઞ શિક્ષકોની આગળ રજુ કરૂં છું તો તેનો સારો ઉપયોગ થશે એવી આશા છે.

પ્રથમ દરેક તાલુકાનું જુદું જુદું વર્ણન કરી, પછવાડે સામાન્ય વર્ણન આપેલું છે. તે ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને વધારે અનુકુળ પડશે. તેમજ દરેક તાલુકામાં હકીકત સાથે મોટાં ગામો અથવા શહેરો આપેલાં છે, તે તેમને વધારે જરૂરનાં છે. બીજી હકીકત ગોખાવાની જરૂર નથી. વ્યાખ્યાઓ આપેલી છે, તેના આકારો માટીના નમુનાથી કરી બતાવવા, અગર કોઇ પાણીવાળી જગાએ લઈ જઇ પ્રત્યક્ષ બતાવવાથી સારી સમજ પડશે. આ ભૂગોળ તૈયાર કરવામાં થાણાની મ્યુ. સ્કૂ. નં. ૫ ના મે. હેડમાસ્તર ભૂધરભાઈ હરિદત્ત ઠાકરે એમણે કેટલીક અગત્યની સૂચનાઓ કરી છે, તે માટે હું તેમનો આભાર માનું છું. તા. ૨૮–૯–૧૬. લ. કે. પણારી.

# શિક્ષકો માટે સૂચના.

**ગામનો નકશો**—પાટીઆ ઉપર ગમત પડે તેવી રીતે મોટા મોટા રસ્તાઓ ઉપર જાણે ચાલતા હોઇએ તેવી રીતે રસ્તાઓ કઢાવવા. રસ્તાની પાસેના જોવા લાયક મકાનો, તળાવ, મંદીર, કચેરીઓ, પૂલો, કારખાનાં, દવાખાનાં, ધર્મશાળા, બાગ, ગોચર, ખેતર વગેરેનાં નિશાન ગામના નકશામાં

મૂકાવવાં, અને તે સંબંધી જાણવા લાયક હકીકત કહેવી. ગામના અધિકારીઓ અને તેમનાં કામ તથા ત્યાં થતો પાક વગેરે હકીકત સાથે સાથે કહી ગામની ભૂગોળનું જ્ઞાન આપવું.

ગામની ભૂગોળ આવડયા પછી તાલુકાની ભૂગોળ શિખવવી. તાલુકામાં જાણે મુસાફરી કરતા હોઇએ તેમ નકશા ઉપર રેલ્વે અગર બળદ ગાડીની સડકે મુસાફરી કરાવી ભૂગોળનું જ્ઞાન આપવું. દાખલા તરીકે ચીંચણના છોકરાને નકશા ઉપર ચીંચણથી રેલવે સ્ટેશન ઉપર જવા માટે; પહેલાં નકશા ઉપરથી સ્કેલ પ્રમાણે માપ લઈ ચીંચણથી વાણગામ રેલવે સ્ટેશન કેટલા માઇલ દૂર છે, તે કહેવડાવવું. તે સ્ટેશન ઉપર આવ્યા પછી આપણે ડાહાણૂ જવું છે; તો કઇ દિશામાં જવું. ડાહાણૂથી મહાલક્ષ્મી જવું હોય, તો કેવી રીતે જવું, તે નકશામાં જોઇને કહેવડાવવું. ત્યાં જતાં રસ્તામાં કઇ નદી તથા ડુંગરો આવે છે વગેરે પૂછવું. ડાહાણૂથી ઘોલવડ, સંજાણ, સરોંડા, નારગોળ અને ઉમરગામની મુસાફરીએ લઇ જવા. ઉંમરગામથી રેલ્વે અથવા બળદ ગાડીની સડકે મુસાફરી ન કરતાં આપણે ચીંચણ બીજે કયે રસ્તે થઇને જઇશું? ન આવડે તો કહેવું કે જળ માર્ગે. જળ માર્ગે જતાં કિનારા ઉપરનાં બંદરો અને ખાડીઓ વગેરે બતાવવાં.

## દિશાઓ.*

દિશા એટલે બાજુ. જે બાજુએ સુરજ ઉગે છે, તે પૂર્વ. જે બાજુએ સુરજ આથમે છે, તે પશ્ચિમ. પૂર્વ દિશા તરફ

---

* જાણીતા ઉપરથી અજાણ્યા પર જવું એ શિક્ષણ શાસ્ત્રના નિયમને અનુસરી દિશાઓનું જ્ઞાન છોકરાં જે જગાએ ઉભાં હોય તે જગાએથી આપવું. પ્રથમ જમણું, ડાબું, આગળ, પાછળ, ઉપર, નીચે વગેરેનું ભાન કરાવવું. જમણી અને ડાબી બાજુએ કયા છોકરા બેઠા છે, તે તમારી કઇ દિશાએ બેઠા છે? આગળ શું છે? પાછળ શું છે? એક છોકરાને એક સ્ટૂલની એક દિશાએ ઉભા રહેવા કહેવું, અને દિશા પૂછવી. ફરી તે બાજુએથી બીજી બાજુએ ઉભા રહેવાનું કહી, તથા સ્ટૂલ ઉપાડી બીજી બાજુએ મૂક-

મો કરીને ઉભા રહીએ તો આપણા ડાબા હાથ તરફની ઉત્તર દિશા, અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા જાણવી.

**ઉપદિશા**—એ મુખ્ય દિશા વચ્ચેના ખૂણાને ઉપદિશા કહે છે. ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઇશાન ખૂણો. પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ ખૂણો. દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈઋત્ય ખૂણો. અને પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય ખૂણો.




***નકશો**—કોઇ પણ જગાનો, ગામનો કે તાલુકા વગેરેનો જે આકાર કાગળ પર કાઢેલો હોય છે, તેને નકશો કહે છે.

---

વાથી તથા જગા બદલવાથી દિશા કેવી બદલાય છે, તે વાત છોકરાંના મનમાં બરાબર ઉતારવી. પછી છેટેની વસ્તુઓ તમારાથી કઇ દિશાએ છે તે, તથા પાસેનાં ઘરો તમારી નિશાળની કઇ દિશાએ આવ્યાં છે તે પૂછવું. એ આવડ્યા પછી છોકરાંઓને મેદાનમાં લઈ જઇ દિશાઓ પૂછવી. તેથી તે બાબતનું તેમનું જ્ઞાન પાકું થશે.

* છોકરાંઓને ઓરડાનો નકશો શિખવતી વખતે સ્કેલનું જ્ઞાન આપવું. ઓરડાનો નકશો સ્લેટમાં માય નહિ, માટે મોટા માપ ઉપરથી નાનું માપ એટલે એક ફુટને માટે એક ઇંચનું માપ લેવા કહેવું. અને તે ઉપરથી ઓરડો ૧૨ ફુટ લાંબો, ને ૧૦ ફુટ પહોળો હોય તો, ૧૨ ઇંચ લંબાઈ અને ૧૦ ઇંચ પહોળાઇ લેવરાવવી. નકશાની દિશા પ્રમાણે પાટી ઉપર નકશો દોરાવવો. જો કોઈ છોકરાની પાટી નાની હોય તો તેનાથી અર્ધું માપ લેવા કહેવું. આ પ્રમાણે સ્કેલનું જ્ઞાન આપી પ્રથમ ઓરડાનો અને પછી નિશાળનો નકશો કાઢતાં શિખવવું.

**નકશાની દિશા**—નકશો આપણી સામે સીધો વંચાય એવી રીત ધર્યો હોય તો તેની ઉપરની બાજુ તે ઉત્તર દિશા, નીચેની બાજુ તે દક્ષિણ દિશા, જમણા હાથ તરફની પૂર્વ, અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા જાણવી.

## વ્યાખ્યાઓ.

૧–સપાટ જમીનને **મેદાન** કહે છે.

૨–જમીન ઉપર જે ઉંચા ઉંચા ટેકરા હોય છે, તેને **ડુંગર** કહે છે.

૩–ડુંગર ઘણા ઉંચા અને હારબંધ ગએલા હોય છે તેને **પર્વત** કહે છે.

૪–ડુંગરમાં થઇને જવા આવવાના જે રસ્તા કરેલા હોય છે તેને **ઘાટ** કહે છે.

૫–ડુંગરના તળીઆની સપાટ જમીનને **તળેટી** કહે છે.

૬–ચારે બાજુએ પાણી અને વચ્ચે જમીન હોય, તેને **બેટ** કહે છે.

૭–ચારે બાજુએ જમીન અને વચ્ચે પાણી હોય, તેને **તળાવ** કહે છે.

૮–તળાવ ઘણુંજ મોટું હોય, તેને **સરોવર** કહે છે.

૯–મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી નીચાણવાળી જગાએ વહેતો જઇ સમુદ્ર અગર બીજી નદીને મળે છે, તેને **નદી** કહે છે.

૧૦–જયાંથી નદી નીકળે છે, ત્યાં નદીનું **મૂળ** કહેવાય છે.

૧૧–જે જગાએ નદી સમુદ્રને મળે છે, ત્યાં નદીનું **મૂખ** કહેવાય છે.

૧૨–બે નદીઓ જે ઠેકાણે મળે છે, ત્યાં **સંગમ** કહેવાય છે.

૧૩–સમુદ્ર, ખાડી કે નદીને કિનારે જયાં વહાણો આવજા કરવાની સારી સગવડ હોય તે, ઠેકાણાને **બંદર** કહે છે.

૧૪–ભરતીનું પાણી નદીના મુખમાં જયાં સુધી જાય, તેટલા ભાગને **ખાડી** કહે છે.

૧૫–દરીઆનું પાણી ચઢી આવે છે તેને **ભરતી** કહે છે, અને ઉતરી જાય છે, તેને **ઓટ** કહે છે.

૧૬–સમુદ્રનો ફાંટો લાંબો થઇ જમીનમાં ઘુસેલો હોય છે, તેને **અખાત** કહે છે.

અખાત પહોળો હોય તેને **ઉપસાગર** કહે છે.

૧૭–જમીનની જે અણી લાંબી થઇ સમુદ્રમાં ગએલી હોય છે તેને **ભૂશિર** કહે છે.

૧૮–ત્રણ બાજુએ પાણીથી વીંટાએલા જમીનના મોટા ભાગને **દ્વિપકલ્પ** કહે છે.

૧૯–પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો જે નાનો ભાગ તેને **સામુદ્રધુની** કહે છે.

૨૦–જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો જે નાનો ભાગ તેને **સંયોગીભૂમિ** કહે છે.

**ગામ**—માણસો પાસે પાસે ઘરો બાંધી રહે છે, તેને **ગામ** કહે છે.

**તાલુકો**—સો, બસો ગામોનો જે એક ભાગ કરેલો હોય છે તેને **તાલુકો** કહે છે.

**પેટા**—તાલુકો મોટો હોય તો તેમાંથી કેટલાંક ગામો જુદાં પાડીને જે એક ભાગ કરેલો હોય છે તેને **પેટા** અથવા **મહાલ** કહે છે.

**જીલ્લો**—પાંચ, છ કે વધારે તાલુકાનો જે એક ભાગ કરેલો હોય છે, તેને **જીલ્લો** કહે છે.

**વિભાગ**—કેટલાક જીલ્લા અને સંસ્થાનો મળી જે એક ભાગ કરેલો હોય છે તેને **વિભાગ** કહે છે.

**સંસ્થાન**—ખંડીઆ રાજાઓના મુલકને **સંસ્થાન** કહે છે.



# થાણા જિલ્લાની ભૂગોળ.

## ૧ ડાહાણુ તાલુકો.

**સીમા**—ઉત્તરે દમણ અને તેની પેલી તરફ સુરત જિલ્લો. પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે માહિમ તાલુકો અને પૂર્વે પોર્ટુગીઝ તાબાનો દમણનો ભાગ, મોખાડે પેટા અને જવ્હાર સંસ્થાન છે.

થાણા જિલ્લામાં ડાહાણૂ તાલુકો બધા તાલુકા કરતાં મોટો છે. (ક્ષે. ફ. ૬૪૦ ચો. મૈ.) તેમાંથી ૭૯ ગામો જુદાં પાડીને એક મહાલ બનાવ્યો છે તેને ઉંમરગામ પેટા કહે છે. પેટા સાથે એકંદર ૨૧૨ ગામો અને લોક સંખ્યા સુમારે દોઢ લાખ માણસની છે.

એનો પશ્ચિમનો સમુદ્ર તરફનો ભાગ નીચાણવાળો છે, અને પૂર્વ તરફનો ભાગ ડુંગરો અને જંગલોવાળો છે. દરીઓ પાસે હોવાથી તાપ ઓછો લાગે છે. મુખ્ય ધંધો ખેતીનો છે. વરસાદ લગભગ ૬૦ ઇંચ પડે છે, અને હવા સારી છે. હિંદુ, પારસી અને મુસલમાનની વસ્તી છે. મુખ્ય ભાષા મરાઠી છે. પણ ગુજરાતી ભાષા આ તરફ વધારે બોલાય છે.

**નદીઓ**—**સૂર્ય નદી** જવ્હાર અને ડાહાણૂ તાલુકામાંથી નીકળી દક્ષિણ તરફના ઢાળે વહી માહીમ તાલુકામાં ખામલોલી ગામ આગળ વૈતરણાને મળે છે. **વરોળી** અને **કાળુ** એ બે નદીઓ પણ ડાહાણૂ તાલુકાના પૂર્વ ભાગમાંથી નીકળી ઉત્તર તરફ વહી વરોળી ઉંમરગામ આગળ અને કાળુ દમણ આગળ અરબી સમુદ્રને મળે છે.

**પેદાશ**—ભાત સર્વ ઠેકાણે થાય છે. એ સિવાય ચણા, વટાણા, તુવેર, મગ, અડદ, વાલ વગેરે થોડું ઘણું પાકે છે. આ તાલુકામાં જંગલ મોટું છે તેમાં સાગ ઘણો થાય છે.

**વેપારના માર્ગો**—બી. બી. સી. આઇ. રેલવેનાં આ તાલુકામાં વાણગામ, ડાહાણૂરોડ અને ઘોલવડ એ સ્ટેશનો છે.

બળદ ગાડીની એક મોટી સડક ડાહાણૂથી ગંજાડ, અને મહાલક્ષ્મી પાસે થઇ જવ્હાર તરફ ગઇ છે. ચિંચણુ અને ડાહાણૂ એ બંદરો છે.

## મુખ્ય ગામો.

ડાહાણૂ—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. એમાં મામલતદાર અને ફોજદારની કચેરીઓ છે. લેણદેણના દાવા ચુકવવા માટે મુન્સફ કોર્ટ છે. **મહાલક્ષ્મી**—એ ઠેકાણું ડુંગરમાં છે. ત્યાં મહાલક્ષ્મી માતાનું મોટું ધામ છે, તેથી ત્યાં ચૈત્ર સુદ ૧૫ ઉપર જાત્રાળુઓનો મોટો મેળો ભરાય છે. **સામટું**—એ બંદરેથી ઇમારતી લાકડાં બહારગામ જાય છે. **બોર્ડી**—અહીંની હવા સારી છે. તેથી મુંબઇ તરફના લોકોની અહીં આવજા વધારે છે.

એ સિવાય—બાડાપોકરણ, આસનગાંવ, કૈનાડ, સરાવલી, ચિખલે, નરપડ, વરોર, દેહાળે, નાગઝરી વગેરે ગામો છે.

## ઉંમરગામ પેટા.

**સીમા**—ઉત્તરે દમણ બંદર અને તેની પેલી તરફ સુરત જિલ્લો, પશ્ચિમે અરબી સમુદ્ર, અને દક્ષિણે ડાહાણૂ તાલુકો, પૂર્વે સુરત જિલ્લો અને પોર્ટુગીઝ તાબાનો દમણનો ભાગ છે.

આમાં એકંદરે ૭૯ ગામો અને લોક સંખ્યા સુમારે ૮૦ હજાર માણસની છે. એનો પશ્ચિમ તરફનો ભાગ સપાટ મેદાન છે અને પૂર્વ તરફનો ભાગ ઘણો ખરો ઉંચાણવાળો છે. હવા સારી છે અને વરસાદ લગભગ ૫૫ ઇંચ પડે છે. પારસી લોકોની વસ્તી વધારે છે. તેમજ બીજા ગુજરાતી લોકોની વસ્તી સારી છે. જંગલોમાં વારલી, કાથોડી, કોળી, દુબળા, ઘોડીઆ વગેરે લોકો જોવામાં આવે છે. આ પેટામાં ગુજરાતી ભાષા બોલનારની વસ્તી વધારે છે, પણ દક્ષિણી લોકો મરાઠી ભાષા બોલે છે.

**નદીઓ**—**કાળુ નદી**—ડાહાણૂ તાલુકામાંથી નીકળી ઇંદ્રગડ નામના ડુંગરની પૂર્વ તરફ વહી અરબી સમુદ્રને મળે છે. **વરોળી નદી**—ડાહાણૂ તાલુકામાંથી નીકળી આ પેટાના મધ્ય ભાગમાં વહી ઉંમરગામની ખાડી થઇ છે. **દમણગંગા નદી**—એ છેક ઉત્તરમાં વહે છે ને અરબી સમુદ્રને મળે છે.

**પેદાશ**—ભાત, ઘઉં, ચણા, વટાણા, તુવેર, અડદ, તલ, મગ, શેરડી અને ફળફળાદી તથા ભાજીપાલાની છે. જંગલમાં સાગ થાય છે.

**વેપારના માર્ગો**—બોમ્બે બરોડા રેલ્વેનાં આ પેટામાં ઉંમરગામ રોડ, સંજાણ અને ભિલાડ એ સ્ટેશનો છે.

ઉંમરગામથી એક બળદ ગાડીની સડક વેવજી સુધી, અને બીજી નારગોળથી સરોંડા, ખતલવાડા અને સંજાણ ઉપર થઇ ગિરીગામ સુધી ગએલી છે. બંદર ઉંમરગામ.

## મુખ્ય ગામો.

**ઉંમરગામ**—એ પેટાનું મુખ્ય ઠેકાણું છે. ત્યાં પેટાના અધિકારી મહાલકરી રહે છે. અને કસ્ટમના સરકારકુનની કચેરી તથા ઇંગ્રેજી સ્કૂલ છે. **સંજાણ**—એ રેલ્વે સ્ટેશન છે. મોગલ પાદશાહોના વખતમાં એ મોટું શહેર હતું હાલ મુસલમાન લોકોની વસ્તી વધારે છે. અહીં ઘાસ અને લાકડાંનો વેપાર ચાલે છે. **નારગોળ, સરોંડા અને દેહેરી**—એમાં પારસી લોકોની વસ્તી વધારે છે. નારગોળમાં એક ઇંગ્રેજી સ્કૂલ છે, તે સારી હાલતમાં છે. **ભીલાડ**—એ રેલ્વે સ્ટેશનથી ઘાસ બહારગામ જાય છે.

એ સિવાય–ખતલવાડા, ફણસે, મરોલી, પાલીકરંબેલી, વલવાડા, શીરગાંવ, સોળસુંબા, કલગાંવ, ઉપલાટ, ઝરોલી, એકલાસ, ઉધવે અને સૂત્રકાર વગેરે ગામો છે.

## ૨ માહીમ તાલુકો.

**સીમા**—ઉત્તરે ડાહાણૂ તાલુકો, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે વસઇ તાલુકો, પૂર્વે વાડે તાલુકો અને જવ્હાર સંસ્થાન છે.

ડાહાણૂ તાલુકા કરતાં આ તાલુકો સમુદ્ર તરફ વધારે આગળ ગએલો છે. (ક્ષે. ફ. ૪૪૦ ચો. મૈ.) એમાં ૧૯૩ ગામો અને લોક સંખ્યા લગભગ ૯૦ હજાર માણસની છે. આ તાલુકો સમુદ્ર સપાટીથી વધારે ઉંચો નથી. તેના મધ્ય ભાગમાં એક ડુંગરાની હાર ઉત્તર દક્ષિણ ગએલી છે. પૂર્વ તરફના ભાગમાં છુટક છુટક ડુંગરો આવેલા છે. પશ્ચિમ તરફનો ભાગ સપાટ મેદાન છે, અને બાગાયતીને માટે વખણાય છે. દરીઆ

કિનારાની હવા સારી છે, પણ બાકીના ભાગની હવા રોગિષ્ટ છે. હિંદુ, મુસલમાન, અને પારસી લોકની વસ્તી છે. વરસાદ આશરે ૬૦ ઇંચ પડે છે. મુખ્ય ભાષા મરાઠી છે; અને ગુજરાતી ભાષા બોલનારાઓની પણ થોડી ઘણી વસ્તી છે.

## નદીઓ.

**વૈતરણા નદી**—એ નાશિક ત્ર્યંબકના પવિત્ર ધામ પાસેથી નીકળી વાડે તાલુકામાં વહી આ તાલુકામાં દાખલ થાય છે, ત્યાં મનોરગામ આગળ તેને ભરતીનું પાણી મળે છે. ત્યાંથી આગળ વહી દાંતીવરેની ખાડીને મળે છે. **સૂર્ય નદી**—ડાહાણૂ તાલુકામાંથી આવી આ તાલુકામાં વહી વૈતરણાને મળે છે.

**પેદાશ**—ભાત, ચણા, વટાણા, તુવેર, અડદ, મગ, તેમજ બાગાયત જમીનમાં પાન, કેળાં, આદુ તથા શેરડી થાય છે. જંગલમાં સાગ અને તાડનાં ઝાડો વિશેષ જોવામાં આવે છે.

**વેપારના માર્ગો**—બી. બી. એન્ડ સી. આઇ. રેલવેનાં આ તાલુકામાં સફાલા, પાલઘર અને બોઇસર સ્ટેશનો છે.

બળદ ગાડીની એક સડક માહીમથી પાલઘર, માસવણ અને મનોર ઉપર થઇ વાડા સુધી ગએલી છે. બીજી બોઇસરથી તારાપુર સુધી. અને ત્રીજી મનોરથી ડાહાણૂ તાલુકામાં ગઇ છે. બંદરો–મનોર, માહીમ, અને તારાપુર છે.

## મુખ્ય ગામો.

**માહીમ**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહી સરકારી દવાખાનું છે, અને બાગાયતીની પેદાશ વધારે છે. માહીમની હવા રોગ કરનારી છે. **કેળવે**—એ મોટી વસ્તીનું ગામ છે અને તેની સ્વચ્છતા વગેરેનું કામ માહિમ મ્યુનિસિપાલીટીના હાથમાં છે. **તારાપુર**—એમાં કસ્ટમ સર કારકુનની કચેરી છે, અને પારસી લોકોની વસ્તી વધારે છે. અહીંઆં કાચની બંગડીઓ બનાવવાનાં કારખાનાં છે, તેમજ પોર્ટુગીજના વખતનો બાંધેલો એક મજબુત કિલ્લો છે. **મનોર**—એ બંદરેથી ઇમારતી લાકડાં બહાર ગામ જાય છે. **પાલઘર**—એ માહીમ જવાને રેલ્વે સ્ટેશન છે. **બોઇસર**—એ તારાપુર જવાને રેલ્વે સ્ટેશન છે.

એ સિવાય–શિરગાંવ, આલેવાડી, નાંદગાંવ, સાતપાટી, પામેટંભી, ઉસરણી, એડવણ, પોફરણ, મહાગાંવ વગેરે ગામો છે. વાઢીવ અને બીજા નાના બેટો છે.

## ૩ વસઈ તાલુકો.

**સીમા**—ઉત્તરે દાંતીવરેની ખાડી, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે વસઇની ખાડી, પૂર્વે ભિંવડી અને વાડે તાલુકા છે.

આમાં એકંદર ૯૨ ગામો અને લોક સંખ્યા સુમારે ૮૦ હજાર માણસની છે. (ક્ષે. ૫. ૨૨૪ ચો. મૈ.) મધ્ય ભાગમાં તુંગાર નામનો મોટો ડુંગર આવેલો છે. પૂર્વ તરફનો ભાગ ડુંગરાળ છે. દરીઆ કિનારા તરફની જમીન સપાટ અને ખેડવા લાયક છે, તેથી ત્યાં વસ્તી ઘાડી છે. વરસાદ લગભગ ૭૦ ઇંચ પડે છે. દરીઆ તરફની હવા સારી છે. આ તાલુકામાં હિંદુ, પારસી, મુસલમાન અને ખ્રીસ્તી લોકોની વસ્તી છે. ભાષા મરાઠી બોલાય છે, પણ ખ્રીસ્તી લોકો ફીરંગી અને ઈંગ્રેજી ભાષા બોલે છે.

### નદીઓ.

**તાનસા નદી**—શાહપુર તાલુકામાંથી નીકળી ભિંવડી અને વાડે તાલુકા વચ્ચે વહીને દાંતીવરેની ખાડીને મળે છે. એને કાંઠે વસઇ તાલુકાનાં બાતાણે અને ચીમણે ગામો છે.

**પેદાશ**—ભાત, ચણા, તુવેર, મગ, વાલ, અડદ, નાગલી પાકે છે. બાગાયત જમીનમાં પાન, શેરડી, કેળાં, નાળીએર ભાજીપાલો વગેરેની પેદાશ વધારે છે.

**વેપારના માર્ગો**—બૉમ્બે બરોડા રેલ્વેનાં આ તાલુકામાં વસઇ રોડ, નાળે સોપારે, અને વિરાર સ્ટેશનો છે.

**બળદ ગાડીની સડકો**—વસઇથી વસઇ રોડ સ્ટેશન સુધી. વસઇ રોડથી એક સડક નિર્મળ સુધી અને બીજી ગોખિવરે અને ખાતિવલી ઉપર થઇ કામણ સુધી ગઇ છે. ત્રીજી વિરારથી અગાસી સુધી છે. વસઇ એ બંદર છે.

### મુખ્ય ગામો.

**વસઇ**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં સરકારી દવાખાનું અને મુન્સફ કોર્ટ છે. તેમજ મામલતદાર અને ફો-

જદારની કચેરીઓ છે. વસઈની ખાડી ઉપર રેલવે કંપનીએ બાંધેલો પૂલ જોવા જેવો છે. પોર્ટુગીઝના વખતનો બાંધેલો એક મજબુત કિલ્લો છે. **પાપડી**—એ મોટું ગામ છે. અહીંની સ્વચ્છતા વગેરેનું કામ વસઇ મ્યુનિસિપાલિટીના હાથમાં છે. **નિર્મળ**—અહીં કારતક વદ ૧૧ ને દિવસે મોટી જાત્રા ભરાય છે. **સોપારે**—અહીં ગોળ સારો થાય છે, અને મુસલમાન લોકોની વસ્તી વધારે છે. એ મુસલમાનો વણકરનો ધંધો કરે છે. **અરનાળા**—અહીં એક કિલ્લો છે. **અગાસી**—એમાં કુંકણી કેળાં થાય છે તે સુકવીને બહાર ગામ મોકલે છે. **તુંગારે**—એ ટેકરીની હવા સારી છે.

એ સિવાય બોળીંજ, કામણ, તરખડ, માણેકપુર, વટાર, નાળે, સસુનવઘર, જુચંદ્ર વગેરે ગામો છે. વસઇની ખાડીમાં પાણજુ એ બેટ છે.

## ૪ સાષ્ટી તાલુકો.

**સીમા**—ઉત્તરે વસઇની ખાડી અને વસઇ તાલુકો, પૂર્વે થાણાની ખાડી અને ભીમડી તથા કલ્યાણ તાલુકો, દક્ષિણે અરબી સમુદ્ર, મુંબઇ ધારાપુરી અને નહાવે બેટ છે અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. સાષ્ટી એ થાણા જિલ્લાનો નૈરૃત્ય તરફનો તાલુકો છે, અને ઇતિહાસમાં સાલસેટ એ નામથી પ્રસિદ્ધ થએલો એ બેટ છે. ( ક્ષે. ૫. ૨૪૯ ચો. મૈ. ) તેમાં ૧૪૦ ગામો અને વસ્તી આશરે દોઢ લાખ માણસની છે. તેના મધ્ય ભાગમાં ડુંગરાની એક તુટક હાર ઉત્તર દક્ષિણ આવેલી છે. તે ડુંગરાઓના મધ્ય ભાગમાં **તુળસી** અને **વિહાર** એ બે તળાવો છે, તેનું પાણી નળવડે મુંબઈ લઇ ગયા છે. સપાટ જમીન કાળી છે, અને ખાડા ટેકરાવાળી જમીન લાલ રંગની છે. હવા સાધારણ સાદી છે, અને વરસાદ લગભગ ૯૫ ઇંચ પડે છે. વસ્તી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ અને જ્યુ લોકોની છે. મુખ્ય ભાષા મરાઠી છે, પણ ખ્રીસ્તી લોકો પોર્ટુગીજ અને અંગ્રેજી ભાષા બોલે છે,

**પેદાશ**—ભાઇંદર, તુર્બે, બેલાપુર, કુર્લા અને રાઇમુરધે આગળ મીઠાના અગર છે, તેમાં મીઠું ઘણું પાકે છે. તે ઘાટ ઉપર જાય છે. ખેતીની પદાશ ભાત, અડદ, વાલ, ચણા, મરચાં

અને શાક ભાજી છે. તે સિવાય, કલમી આંબા, નાળીએર અને તાડનાં ઝાડોની પેદાશ સારી છે. સમુદ્ર કિનારાના માછી લોકો માછલી પકડે છે.

**વેપારના માર્ગો**—જી. આઇ. પી. રેલવેનાં આ તાલુકામાં કુર્લા, ઘાટકોપર, વિક્રોલી, ભાંડુપ, મુલુંદ, થાણા અને પરસીક સ્ટેશનો છે.

બોમ્બે બરોડા રેલવેનાં-વાંદ્રે, સાન્તાક્રુઝ, અંધેરી, ગોરેગાંવ, માલાડ, બોરીવલી અને ભાઇંદર સ્ટેશનો છે.

આ તાલુકામાં બળદગાડીની સડકો ઘણી છે. એક સડક વાંદ્રેથી સીધી ઉત્તરે ઘોડ બંદર સુધી ગએલી છે. તેને ગોરાઇ અને મનોરીની સડકો મળે છે. બીજી વેસાવેથી અંધેરી ઉપર થઇ મરોળ આગળ કુર્લાની સડકને મળે છે. માહુલ અને તુર્ભાની સડકો પણ કુર્લાની સડકને મળે છે. ત્રીજી કુર્લાથી નીકળી મરોળ અને વિહાર આગળ થઇ થાણા સુધી. ચોથી મુંબઇથી નીકળી કુર્લા, ઘાટકોપર, વિક્રોલી, ભાંડુપ અને થાણા એ ગામો આગળ થઇ ભીમડી તાલુકામાં જાય છે. થાણેથી એક ફાંટો દીઘે અને ઘણસોલી ઉપર થઇ બેલાપુર સુધી, અને બીજો થાણાથી ઓવળે સુધી. પાંચમી ભાઇંદરથી ઉત્તન સુધી. બંદરો–થાણા, તુર્ભા, ઘોડબંદર અને બેલાપુર છે.

## મુખ્ય ગામો.

**થાણા**—એ સાષ્ટી તાલુકાનું અને જીલ્લાનું મુખ્ય ઠેકાણું છે. અહીં જીલ્લાના અધિકારી કલેકટર, આસી. કલેકટર, સેસન જજ અને જીલ્લાના બીજા અધિકારીઓની કચેરીઓ છે, તથા ફર્સ્ટ કલાસ મુન્સફ કોર્ટ, અને મ્યુનિસિપાલીટી છે. એક સરકારી મોટું હોસ્પિટલ, એક મ્યુનિસિપલ, અને એક મિશનરી એવાં ત્રણ દવાખાનાં છે, તેમાંથી ગરીબ લોકોને મફત દવા અપાય છે. પોર્ટુગીજના વખતનો બાંધેલો કિલ્લો છે, તેમાં હાલ કેદીઓ રહે છે. થાણાથી બે માઇલ છેટે પોખરણનું તળાવ છે, તેમાંથી નળ વડે શહેરના લોકોને મ્યુનિસિપાલીટી પાણી પૂરું પાડે છે. થાણાની પશ્ચિમ દિશાએ ગાંડા માણસોને માટે શેઠ નરોત્તમદાસ માધવદાસે મોટી હોસ્પીટલ બંધાવીને

સરકારને સ્વાધીન કરી છે, તેની સગવડ ઘણી સારી છે. **કળવા** એ ગામ થાણાની પૂર્વ દિશાએ છે, પેશ્વાના વખતમાં એ મોટું શહેર હતું, અને ત્યાં પેશ્વાની ટંકશાળ હતી. હાલમાં અહીં હાડકાં દળવાની ગિરણી છે. **વાંદ્રા**—એ મોટું શહેર છે. અહીં મ્યૂનિસિપાલિટિ અને સરકારી દવાખાનું છે. અહીંની હવા સારી છે, તેથી ઘણા સાહેબ લોકો અહીં રહે છે. ખ્રીસ્તી લોકોની વસ્તી વધારે છે. શહેરને નળવડે પાણી પૂરૂં પાડવામાં આવે છે.

**કુર્લા**—અહીં મ્યુનિસિપાલિટિ છે, અને વરાળયંત્રથી સુતર કાઢવાની, તથા કાપડ વણવાની બે મીલો છે. **ઘોડબંદર, તુર્ભે અને બેલાપુર**—એમાં કસ્ટમ સરકારકુનની કચેરીઓ છે. બેલાપુર આગળ દરીઆમાંથી ઝીણાં મોતી નીકળે છે. **ઉત્તન અને વેસાવે**—એમાં ખ્રીસ્તી લોકોની વસ્તી વધારે છે. **કાનેરી**—અહીં ડુંગરમાં કોરેલી મૂર્તિઓ જોવા જેવી છે. **ચેંબુર**—એમાં ખોડાં ઢોરને રાખવાની પાંજરાપોળ છે.

એ સિવાય-માંડુપ, અંધેરી, રાહમુર્બે, બોરીવલી, માલાડ, ગોરાઈ, ઘાટકોપર, મનોરી, ડોંગરી, મરોળ, માહુલ, ઘણસોલી, શહાબાદ, વીલેપારલે વગેરે ગામો છે.

## ૫ કલ્યાણ તાલુકો.

**સીમા**—પશ્ચિમે સાષ્ટી તાલુકો. ઉત્તરે ભીમડી તાલુકો. પૂર્વે શાહાપુર અને મુરબાડ તાલુકા. અને દક્ષિણે કોલાબા જિલ્લો આવેલો છે.

આમાં એકંદર ૨૩૫ ગામો અને આશરે ૮૦ હજાર માણસની વસ્તી છે. (ક્ષે. ૬. ૨૭૫ ચો. મૈ.) ઘણો ખરો ભાગ સપાટ છે. પૂર્વ અને દક્ષિણ તરફ નાના મોટા ડુંગરો આવેલા છે, તેમાં ઘાસ ઘણું થાય છે. વરસાદ લગભગ ૯૦ ઇંચ પડે છે, અને હવા સારી છે. હિંદુ અને મુસલમાનની વસ્તી છે. ભાષા મરાઠી બોલાય છે.

**પેદાશ**—ભાત ઘણું થાય છે. એ સિવાય નાગલી, વરી, તુવેર, વાલ, મગ, અડદ, અને ચણા પાકે છે. જંગલમાં ઘાસ, અને ઇમારતી લાકડાં થાય છે.

## નદીઓ.

**તાનસા નદી**—એ શાહપુર તાલુકામાંથી નીકળી, આ તાલુકાની ઉત્તરે થઇ કલ્યાણની ખાડીને મળે છે. **ઉલ્હાસ નદી**—એ કોલાબા જિલ્લામાંથી નીકળી, કલ્યાણ તાલુકાની દક્ષિણેથી વહેતી આવી આ તાલુકાના મધ્ય ભાગમાં થઇ અરબી સમુદ્રને મળે છે. **કાળુ નદી**—એ સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી શાહપુર અને મુરબાડ તાલુકા વચ્ચે વહી ટીટવાળે આગળ થઇ કલ્યાણની ખાડીને મળે છે.

**વેપારના માર્ગો**—જી. આઇ. પી. રેલ્વે આ તાલુકામાં મુંબ્રા, દીવા, અને ડોંબવલી સ્ટેશનોથી કલ્યાણ જંકશને આવે છે, ત્યાંથી તેના બે ફાંટા પડે છે. એક ફાંટો અંબરનાથ અને વાંગણી સ્ટેશનોથી બોરઘાટમાં થઇ પુના તરફ જાય છે, અને બીજો ટિટવાળે અને ખડવલી સ્ટેશનોથી શાહપુર તાલુકામાં થઇ નાસિક તરફ જાય છે.

**બળદ ગાડીની સડકો**—કલ્યાણથી બદલાપુર સુધી બીજો કલ્યાણથી મુરબાડ તરફ જાય છે. ત્રીજો રસ્તો કલ્યાણની નૈઋત્ય તરફ જાય છે, તેને થાણાથી પનવેલ જવાની સડક દહીંસર આગળ મળે છે. ખાડી કિનારે કલ્યાણ બંદર છે.

## મુખ્ય ગામો.

**કલ્યાણ**—એ મોટું અને જુનું શહેર છે. અહીં મ્યુનિસિપાલિટિ, સરકારી દવાખાનું, અને મુન્સફ કોર્ટ છે. અને મામલતદાર તથા ફોજદારની કચેરીઓ છે. પનવેલ, મુરબાડ અને બામડીના મધ્ય ભાગમાં હોવાથી વેપાર સારો ચાલે છે. **બદલાપુર**—એ મોટી વસ્તીનું ગામ છે. એમાં ભાત ભરડવાની ગિરણી છે. **અંબરનાથ**—અહીં મહાદેવનું જુનું અને સુંદર દેવાલય છે. ત્યાં મહાશીવરાત્રીએ મોટી જાત્રા ભરાય છે. **ટિટવાળે**—એમાં ભાત ભરડવાની ગિરણી છે, અને લાકડાંનો મોટો વેપાર ચાલે છે.

એ સિવાય—કુળગાંવ, દહીંસર, વાંગણી, કરવલે અને વાકલણ વગેરે ગામો છે.

## ૬ ભિંવડી તાલુકો.

**સીમા**—ઉત્તરે વાડે તાલુકો. પશ્ચિમે વસઇ તાલુકો. દક્ષિણે

કલ્યાણ તાલુકો. અને પૂર્વે શાહપુર તાલુકો આવેલો છે. એમાં ૨૦૫ ગામો અને લગભગ ૭૮ હજાર માણસની વસ્તી છે. (ક્ષે. ફ. ૨૩૨ ચો. મૈ.) આ તાલુકાના પૂર્વ, ઉત્તર અને પશ્ચિમ ભાગમાં ડુંગરો આવેલા છે. દક્ષિણ અને મધ્યભાગ સપાટ મેદાન છે. તેમાં ભાત ઘણું પાકે છે. હિંદુ અને મુસલમાન લોકોની વસ્તી છે. ભાષા મરાઠી બોલાય છે, અને વરસાદ આશરે ૯૦ ઇંચ પડે છે.

## નદીઓ.

**તાનસા નદી**—શાહપુર તાલુકામાંથી નીકળી ભિંવડી તાલુકાની ઉત્તર સરહદ ઉપર વહી વસઈ તાલુકામાં જાયછે. **ભાતસા નદી**—શાહપુર તાલુકામાંથી નીકળી ભિંવડી તાલુકાની દક્ષિણે વહી કલ્યાણની ખાડીને મળે છે.

**પેદાશ**—ભાત, વાલ, ચણા, તુવેર, કલીંગર અને ભાજીપાલો વગેરે છે.

**વેપારના માર્ગો**—આ તાલુકામાં રેલ્વે નથી, પણ થાણાથી આગ્રા રોડ નામની એક પાકી સડક ભિંવડી અને પડઘા આગળ થઇ શાહાપુર તાલુકામાં જાય છે. બીજી ભિંવડીથી કવાડ અને આનગાવ ઉપર થઇ વાડે તાલુકામાં જાય છે.

## મુખ્ય ગામો.

**ભિંવડી**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં સરકારી દવાખાનું, ખોડાં ઢોર રાખવાની પાંજરાપોળ, અને મુન્સફ કોર્ટ છે. અને મામલતદાર તથા ફોજદારની કચેરીઓ છે. મુસલમાન લોકોની વસ્તી વધારે છે. એ મુસલમાનો સાળ ઉપર લુગડાં સારાં વણે છે, તેનો વેપાર સારો ચાલે છે. મ્યુનિસિપાલિટિ પાસેના તળાવમાંથી નળવડે પાણી લાવી શહેરના લોકોને પૂરૂં પાડે છે. **નાજામપુર**—એમાં મુસલમાન લોકોની વસ્તી વધારે છે. એની સ્વચ્છતા વગેરેનું કામ ભિંવડી મ્યુનિસિપાલિટીના હાથમાં છે. **આનગામ અને કવાડ**—એમાં બ્રાહ્મણ લોકોની વસ્તી વધારે છે. કવાડ એમાં સખારામ બાવા કેતકરની સમાધી છે. **પડઘા**—અહીં પહેલાં મહાલ કચેરી હતી. હાલ વેપાર સારો ચાલે છે. **વજ્રેશ્વરી**—આ ગામમાં વજ્રેશ્વરી માતાનું સુંદર દેવાલય છે. ત્યાં ઉના પાણીના કુંડ છે, અને ચૈત્ર વદ અમાસે મોટી જાત્રા ભરાય છે.

એ સિવાય—અંજુર, દુગાડ, ખાનીવલી, લોનાડ, પીંપળાસ, ટેંભઘર, દીવાસી અને આમણે એ ગામો છે.

## ૭ વાડે તાલુકો.

**સીમા**—દક્ષિણે તાનસા નદી, અને તેની પેલીમેર ભિંવડી તાલુકો. પશ્ચિમે ભિંવડી, અને માહીમ તાલુકો. ઉત્તરે જવ્હાર સંસ્થાન. પૂર્વે નાશિક જિલ્લો છે.

આ તાલુકામાંથી ૬૯ ગામો જુદાં પાડી મોખાડે પેટા કર્યો છે. પેટા સાથે આ તાલુકામાં ૨૩૫ ગામો અને વસ્તી ૮૯ હજાર માણસની છે. તાલુકાનો બધો ભાગ ડુંગરો અને જંગલોથી છવાએલો છે. હવા રોગિષ્ટ છે, અને વરસાદ લગભગ ૫૦ ઈંચ પડે છે. હિંદુ, મુસલમાન અને ખ્રીસ્તી લોકોની વસ્તી છે. અને ભાષા મરાઠી બોલાય છે.

### નદીઓ.

**વૈતરણા નદી**—નાશિક જીલ્લાના ત્રંબકના ડુંગરમાંથી નીકળી શાહપુર તાલુકામાં દાખલ થઇ, આ તાલુકામાં પૂર્વથી પશ્ચિમ તરફ વહીને માહીમ તાલુકામાં જાય છે. **તાનસા નદી**—શાહપુર તાલુકામાંથી નીકળી વાડે તાલુકાની દક્ષિણ સરહદપર વહીને વસઇ તાલુકામાં જાય છે.

**પેદાશ**—ભાત, ચણા, વટાણા, તુવેર, મગ, અડદ વગેરે. એ સિવાય જંગલમાં સાગ વગેરે ઇમારતી લાકડાંનાં ઝાડો થાય છે, તેની સરકારને મોટી પેદાશ છે.

**વેપારના માર્ગો**—આ તાલુકામાં રેલ્વે નથી. પણ બળદગાડીની એક સડક ભાંમડીથી વાડે આગળ થઇ મોખાડે પેટામાં જાય છે. બીજી વાડેથી પશ્ચિમ તરફ થઇ માહીમ તાલુકામાં જાય છે.

### મુખ્ય ગામો.

**વાડે**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં સરકારી દવાખાનું છે. મામલતદાર તથા ફોજદારની કચેરીઓ છે. **ગોર્હે** એ પેશવાના વખતમાં મહાલનું ઠેકાણું હતું, તેની પાસે એક મોટો ડુંગરી કિલ્લો છે.

એ સિવાય—ચીંચઘર, કુરલૂસ, કોને, ખરિવળી, વરસોળી વગેરે ગામો છે.

### મોખાડે પેટા.

**સીમા**—ઉત્તરે ધરમપુર સંસ્થાન, અને નાશિક જીલ્લો.

પૂર્વે નાશિક જીલ્લો. દક્ષિણે શાહપુર તાલુકો. પશ્ચિમે વાડે તાલુકો, જવ્હાર સંસ્થાન અને ડાહાણુ તાલુકો છે.

એમાં ૬૯ ગામો અને ૩૪ હજાર માણસની વસ્તી છે. એના ઘણા ભાગમાં ડુંગરો અને જંગલો આવેલાં છે. સમુદ્ર સપાટીથી એની ઉંચાઇ ૧૫૦૦ ફુટ છે. પૂર્વ સરહદપર સંહ્યાદ્રી પર્વત આવેલો છે. વારલી, કાથોડી અને ડુંગરી લોકોની વસ્તી છે. વરસાદ આશરે ૯૦ ઇંચ પડે છે, અને હવા સારી છે.

**પેદાશ**—ભાત, નાગલી, અડદ, વરી વગેરે ધાન્ય થાય છે.

**નદીઓ**—વૈતરણા નદી મોખાડે પેટાની દક્ષિણ સરહદ ઉપર પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે.

**વેપારના માર્ગો**—વાડેથી એક બળદગાડીની સડક ખોડાળે સુધી અને ખોડાળેથી એક ફાંટો શિરઘાટમાં થઇ નાશિક જીલ્લામાં જાય છે. બીજો ખોડાળેથી મોખાડે સુધી. મોખાડેથી એક ફાંટો પેઠ તરફ, અને બીજો જવ્હાર તરફ ગયો છે. સહ્યાદ્રી પર્વતમાં થઇ નાશિક તરફ જવાને અવિંધ્યનો ઘાટ છે.

## મુખ્ય ગામો.

**મોખાડે**—એ પેટાનું મુખ્ય ઠેકાણું છે. ત્યાં મહાલકરી અને ફોજદારની કચેરીઓ છે. **સુર્યમાળ**—અહીંના હવાપાણી સારાં છે.

એ સિવાય—ખોડાળે, વાશાળે, પોશરે, આસે વગેરે ગામો છે.

## ૮ શાહપુર તાલુકો.

**સીમા**—ઉત્તરે વાડે તાલુકો. પશ્ચિમે ભિંવડી તાલુકો દક્ષિણે મુરબાડ તાલુકો. પૂર્વે સંહ્યાદ્રી પર્વત, અને તેની પલીમેર નાશિક જીલ્લો આવેલો છે.

એમાં ૨૧૪ ગામો અને ૮૬ હજાર માણસની વસ્તી છે. (ક્ષે. ફ. ૬૧૦ ચો. મૈ.) એના બધા ભાગમાં ડુંગરો આવેલા છે. પૂર્વ સરહદ ઉપર સંહ્યાદ્રી પર્વત આવેલો છે. જંગલ ઘણું છે. તેમાં સાગ, સીસમ વગેરે ઝાડો ઉગે છે. ડુંગરી લોકોની વસ્તી વધારે છે. મૅલેરીઆ તાવ લોકોને વધારે લાગુ પડે છે. હવા સાધારણ છે, અને વરસાદ લગભગ ૧૦૦ ઇંચ પડે છે. ભાષા મરાઠી બોલાય છે.

## નદીઓ.

**પેદાશ**—ભાત, ખુરસાણી, તલ, અડદ, નાગલી વગેરે અનાજ થાય છે.

**વૈતરણા નદી**—નાશિક જીલ્લામાંથી નીકળી આ તાલુકાની ઉત્તરે વહી વાડે તાલુકામાં જાય છે.

**તાનસા નદી**—ખર્ડી પાસેના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. આગળ વહેતાં આ તાલુકાના અઘઇ ગામ આગળ તેના પ્રવાહને અટકાવી મોટું તળાવ બાંધ્યું છે, તેનું પાણી મોટા નળોના ભુંગળાંથી મુંબઇ લઇ ગયા છે. **ભાતસા નદી**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી શાહપુર તાલુકા વચ્ચે વહી કલ્યાણની ખાડીને મળે છે. **કાળુ નદી**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી શાહપુર ને વાડે તાલુકા વચ્ચે વહીને કલ્યાણની ખાડીને મળે છે.

**વેપારના માર્ગો**—જી. આઇ. પી. રેલ્વેનાં આ તાલુકામાં વાસિંદ, આસનગાંવ, અડગાંવ, ખર્ડી અને કાસારા એ સ્ટેશનો છે. ત્યાંથી તેનો ફાંટો થળઘાટમાં થઇ નાશિક જીલ્લામાં જાય છે.

આગ્રારોડ આ તાલુકામાં વાસિંદ, શાહપુર, ખર્ડી, કાસારાથી થળઘાટમાં થઇ નાશિક જીલ્લામાં જાય છે.

## મુખ્ય ગામો.

**શાહપુર**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં મામલતદાર તથા ફોજદારની કચેરીઓ છે, અને સરકારી દવાખાનું છે. લાકડાંનો વેપાર સારો ચાલે છે. અહીં ગંગા છે, તેની મહાશીવરાત્રીએ મોટી જાત્રા ભરાય છે. **કિન્હવલી**—એ અગાઉ પેટાનું ઠેકાણું હતું. હાલમાં ત્યાં એક ફોજદાર રહે છે. **માહુલી**—અગાઉના રાજ્યમાં મોટી પીઠ હતી. ત્યાં મોટા ડુંગરી કિલ્લો છે. **આસનગાંવ**—એ શાહપુર જવાને રેલ્વે સ્ટેશન છે. **ડોળખાંવ**—અહીં રઘુઆંગર્યાના બળવા વખતે મોટી છાવણી રહેતી હતી.

એ સિવાય—અઘઇ, શેરે, લેનાડ, બિરવાડી, શિરોળ, ખર્ડી, કાસાર, વાસિંદ, અટગાંવ વગેરે ગામો છે.

## ૯ મુરબાડ તાલુકો.

**સીમા**—ઉત્તરે શાહપુર તાલુકો. પૂર્વે અહમદનગર અને પુના જિલ્લો. દક્ષિણે કુલાબા અને પુના જિલ્લો. અને પશ્ચિમે કલ્યાણ તાલુકો છે.

એમાં એકંદરે ૧૭૩ ગામો અને વસ્તી સુમારે ૬૪ હજાર માણસની છે. એનો ઘણો ભાગ ડુંગરો અને જંગલોથી ભરેલો છે. પૂર્વે અને દક્ષિણે સંહ્યાદ્રી પર્વત આવેલો છે. આ તાલુકામાં

ઘાસ ઘણું થાય છે, પણ તે બહાર મોક લવાની સગવડ ન હોવાથી નકામું જાય છે. હિંદુ અને મુસલમાનની વસ્તી છે. ભાષા મરાઠી બોલાય છે. હવા સાધારણ સારી છે, અને વરસાદ આસરે ૯૫ ઇંચ પડે છે.

**નદીઓ—કાળુ નદી** સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી શાહપુર અને મુરબાડ તાલુકા વચ્ચે વહી કલ્યાણની ખાડીને મળે છે. **મુરબાડી નદી**—મુરબાડ તાલુકામાંથી નીકળી ઉલ્હાસ નદીને મળે છે.

**પેદાશ**—આ તાલુકામાં કોલમનું ભાત ઘણું સારૂં થાય છે. એ સિવાય ચણા, અડદ, વટાણા, નાગલી, વાલ અને મરચાં પાકે છે.

**વેપારના માર્ગો**—બળદ ગાડીની એક સડક કલ્યાણથી આ તાલુકામાં દાખલ થઈ છે. તે મુરબાડ, શિવલે, નાગાંવ, ઇંદે, એ ગામો આગળથી માલશેજ ઘાટમાં થઇ, અહમદનગર જિલ્લામાં જાય છે.

## મુખ્ય ગામો.

**મુરબાડ**—એ તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. અહીં સરકારી દવાખાનું અને મુન્સફ કોર્ટ છે, તથા મામલતદાર અને ફોજદારની કચેરીઓ છે. પાસેના તળાવમાંથી પાણી નળવડે ગામમાં લાવ્યા છે. **ધસઈ**—એ મોટું ગામ છે. **મ્હસે**—અહીં પોસ સુદ પુનમે જાત્રા ભરાય છે, તેમાં ઢોરોનું મોટું બજાર ભરાય છે.

એ સિવાય—શિવલે, તળેગાંવ, નાગાંવ, ઇંદે, શિરોશી, પવાળે વગેરે ગામો છે.

## જવ્હાર સંસ્થાન.

**સીમા**—ઉત્તરે ડાહાણૂ તાલુકો, અને મોખાડે પેટો. પશ્ચિમે માહીમ તાલુકો અને ડાહાણૂ તાલુકો. દક્ષિણે વાડે તાલુકો. પૂર્વે મોખાડેપેટો છે.

આ સંસ્થાનનો થોડો ભાગ ડાહાણૂ તાલુકામાં આવેલો છે (ક્ષે. ફ. ૫૩૦ ચો. મૈ.) વસ્તી ૪૭ હજાર માણસની છે. એ વસ્તીનો ઘણો ભાગ વારારી, ઠાકુર અને ડોંગરી લોકો છે. સંસ્થાનના ઘણા ખરા ભાગમાં ડુંગરા આવેલા છે, તે સંહ્યાદ્રીના ફાંટા છે. વરસાદ લગભગ ૧૨૦ ઇંચ પડે છે, અને ભાષા મરાઠી બોલાય છે. આ સંસ્થાનની હવા સારી ગણાતી નથી.

**નદીઓ**—સૂર્ય નદી, વાઘ નદી, પીંજણ નદી, અને ધારજણ નદી વગેરે છે.

**પેદાશ**—ભાત, નાગલી, તુવેર, અડદ, ખુરસાણી, અને ઇમારતી લાકડાં. સંસ્થાનનું ઉત્પન્ન લગભગ એક લાખ રૂપીઆ છે. તેમાં ૫૦ હજાર રૂપીઆ જમીનનું મહેસુલ, અને ૫૦ હજાર રૂપીઆ જંગલની આવક છે.

**વેપારના માર્ગો**—ડાહાણૂથી એક બળદ ગાડીની સડક જવ્હાર સુધી જાય છે, અને ત્યાંથી આગળ મોખાડે પેટામાં જાય છે.

**રાજ્યવ્યવસ્થા**—સંસ્થાનિકને રાજા કહે છે. રાજ્યનો કારભાર ચલાવવાને એક કારભારી છે. વ્યવસ્થા માટે સંસ્થાનના મલવાડે, ગંજાડ, અને કર્યાત હવેલી એવા ત્રણ મહાલ કર્યા છે, તે ઉપર એકેક મહાલકરી છે. થાણા જીલ્લાના કલેકટર સાહેબ આ સંસ્થાનના પોલિટિકલ એજંટ છે.

સંસ્થાનમાં નિશાળો, દવાખાના વગેરેની વ્યવસ્થા કરી છે.

**વિશેષ હકીકત**—આ સંસ્થાન સ્થાપન કરનાર જયાબામુકણે નામનો કોળી હતો. હાલના રાજાસાહેબ કૃષ્ણસિંહ સારા શિખેલા છે. તેઓ સને ૧૯૦૫ માં પોતાના પિતાના મરણ પછી ગાદીપર બેઠા છે.

મોટાં ગામો—માલવાડા, ગંજાડ, કરડોલ, કુદાન, ઢાડર વગેરે છે.

## થાણા જિલ્લાનું સામાન્ય વર્ણન.

**સીમા**—થાણા જિલ્લાની ઉત્તરે પોર્ટુગીજ તાબાનું દમણ, સુરત જિલ્લો, અને ધરમપુર સંસ્થાન આવેલું છે. પશ્ચિમે અરબીસમુદ્ર, દક્ષિણે પુના જિલ્લો, કુલાબા જિલ્લો, અને મુંબઇ બેટ છે. પૂર્વે નાશિક જિલ્લો, અને અહમદનગર જિલ્લો છે.

**વિસ્તાર અને કુદરતી રચના**—થાણા જિલ્લાનો આકાર ત્રિકોણાકારે છે. એનું ક્ષે. ૫. ૩૬૦૦ ચો. મૈલ છે. તે સિવાય જવ્હાર સંસ્થાનનું ક્ષેત્રફળ ૫૩૦ ચો. મૈલ છે. આ જિલ્લો ગુજરાતની દક્ષિણે દમણગંગા નદીથી શરૂ થાય છે, અને કુદરતી રીતે ભાષા ઉપરથી અને લોકોના રિવાજપરથી ગુજરાતથી જુદો પડે છે. સ્વાભાવિક રીતે એના બે ભાગ પડે

છે. એક સમુદ્ર તરફનો સપાટ નિચાણુ પ્રદેશ અને બીજો પૂર્વ તરફનો જંગલો અને ડુંગરોવાળો ઉંચાણુ પ્રદેશ છે. પૂર્વે અને દક્ષિણે મોટી ઉંચી ભીંતના જેવો સંહ્યાદ્રી પર્વત આવેલો છે. કિનારા તરફના સાષ્ટી, વસઇ, માહીમ, કલ્યાણુ, અને ભિંવડી તાલુકાઓ એટલે વૈતરણા, તાનસા, અને ઉલ્હાસ નદીઓના સમુદ્ર તરફના પ્રદેશો નિચાણવાળા છે. તેથી તે ભાગની ખાડીઓ ઘણી પહોળી છે, અને તેમાં ભરતીનું પાણી સમુદ્રથી ઘણે દૂર સુધી જાય છે.

**તાલુકા**—થાણા જિલ્લાના નવ તાલુકા કર્યા છે. ૧ ડાહાણૂ, ૨ માહીમ, ૩ વસઇ, ૪ સાષ્ટી, ૫ કલ્યાણુ, ૬ ભિંવડી, ૭ વાડે, ૮ શાહપુર અને ૯ મુરબાડ. ડહાણૂ તાલુકામાં ઉમરગામ પેટા, અને વાડે તાલુકામાં મોખાડે પેટા છે. એ સિવાય આ જિલ્લાને લગતું જવ્હાર સંસ્થાન પણ છે.

**પહાડો અને નદીઓ**—મોખાડે પેટાની પૂર્વ સરહદથી તે છેક થાણા જિલ્લાની દક્ષિણ ટોચ સુધી **સંહ્યાદ્રી** પર્વત આવેલો છે. તેમાં થઇ આવજા કરવાને થળઘાટ, શીરઘાટ, અવિંધ્યનો ઘાટ, પીંપરી ઘાટ અને માલશેજ ઘાટ વગેરે ઘાટો આવેલા છે.

એ સિવાય કૈનાડ, ઇંદ્રગડ, માહુલ વગેરે બીજા ઘણા નાના ડુંગરો આવેલા છે. સંહ્યાદ્રી પર્વતથી અરબી સમુદ્ર ફક્ત ૬૦ માઇલ છેટે છે, તેથી સંહ્યાદ્રીમાંથી નીકળનારી બધી નદીઓ ઘણી ઝડપથી વહી અરબી સમુદ્રને મળે છે.

સૌથી મોટી **નદી વૈતરણા** છે. તે નાશિક પાસેના ત્ર્યંબકના ડુંગરમાંથી નીકળી શાહપુર અને વાડે તાલુકામાં વહી માહીમ તાલુકામાં ખામલોલી ગામ આગળ ડાહાણૂ તાલુકામાંથી આવતી **સૂર્ય નદીનો** અને **વૈતરણાનો** સંગમ થાય છે. **ઉલ્હાસ નદી** એને મળનારી **ભાતસા** અને કાળુ **નદીઓ** છે. બીજી નદીઓ **તાનસા નદી, વરોળી નદી** અને કાળુ **નદી** છે. તે બધી અરબી સમુદ્રને મળે છે.

**તળાવો**—**તુળસી તળાવ, વિહાર તળાવ** અને **પવાઇનું તળાવ** એ ત્રણ તળાવો સાષ્ટી તાલુકામાં આવેલાં છે. શાહપુર તાલુકામાં અઘઇ ગામ આગળ **તાનસા નદીનો** પ્ર-

વાહ અટકાવી મોટું તળાવ બાંધ્યું છે. એ ચારે તળાવોનું પાણી નળ મારફતે મુંબઇ લઇ ગયા છે.

**ખાડીઓ**—વસઇની, થાણાની, તુર્ભાની અને દાંતીવરેની એ ખાડીઓ ઘણી મોટી છે. તેમાં મોટાં વહાણો અને ફતેમારીઓ ચાલે છે. એ સિવાય કલ્યાણની, ભીમડીની, તારાપુરની, ડાહાણૂની અને ઉંમરગામની એ નાની ખાડીઓ છે.

**લોકભાષા અને ધર્મ**—આ જિલ્લામાં મુળના રહેવાસી અનાર્ય લોકો છે. તેમની સંખ્યા વસ્તીનો અર્ધો ભાગ છે. (કોળી, દુબળા, ઠાકુર, ઘોંડીઆ, આગ્રી વગેરે) એ સિવાય હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, જ્યૂ વગેરે છે. કુલ વસ્તી ૮,૮૨૭૦૦ માણસની છે. આર્ય લોકો શંકર અને વૈષ્ણવ ધર્મના અનુયાયી છે અને અનાર્ય લોકો દેવી અને મેલા દેવને માને છે.

મુખ્ય ભાષા મરાઠી બોલાય છે. પણ ઉત્તર તરફના તાલુકામાં ગુજરાતી ભાષા વધારે બોલાય છે. ખ્રીસ્તી લોકો પોર્ટુગીજ અને ઇંગ્રેજી ભાષા બોલે છે.

**આબોહવા**—આ જીલ્લાની પૂર્વ અને દક્ષિણ બાજુએ મોટો સંહ્યાદ્રી પર્વત આવેલો છે. તેને ભેજવાળાં વાદળાં અથડાઇને ઠંડાં પડે છે, તેથી અને નૈઋત્યનો પવન સંહ્યાદ્રીને બરાબર કાટખૂણે આવવાથી ગુજરાત કરતાં આ ભાગમાં વરસાદ વધારે પડે છે. તેથી થાણા જીલ્લાની હવા વધારે ભેજવાળી અને શરદ છે. સરાસરી દરસાલ ૯૦ ઇંચ વરસાદ પડે છે. સમુદ્ર કિનારાથી જેમ જેમ સંહ્યાદ્રી તરફ જઇએ તેમ વરસાદનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. મુલક ડુંગરો અને જંગલોથી છવાએલો હોવાથી, તેમજ વરસાદ વધારે પડવાથી શરદઋતુમાં તાવ જોરથી ફાટી નીકળે છે. સમુદ્રપટી તરફની હવા સારી છે. પણ એકંદરે થાણા જિલ્લાની હવા સારી ગણાતી નથી. ગુજરાતની પેઠે આ ભાગમાં શિયાળાની મોસમ વધારે મુદત હોતી નથી. ડુંગરોને લીધે સમુદ્રનો ટાઢો પવન અંદરના ભાગમાં આવી શકતો નથો, તેથી અને જમીન પત્થરવાળી હોવાથી ઉનાળો વધારે કડક લાગે છે. જુદી જુદી ઋતુઓમાં હવાનું ઉષ્ણતામાન ઓછું વધારે માલમ પડે છે, તેથી હવામાં જલદી ફેરફાર થઇ જાય છે.

**ધંધાઓ**—મુખ્ય ધંધો ખેતીનો છે. તેમાં વસ્તીનો સેંકડે ૬૦ ટકા ભાગ રોકાએલો છે. દરીઆ કિનારા ઉપર પુષ્કળ મીઠું પકવવામાં આવે છે. તેમાં લગભગ ૨૫ થી ૩૦ હજાર માણસો કામે લાગે છે, અને સુમારે આઠ લાખ ખાંડી મીઠું પકવે છે. તેની સરકારને સારી પેદાશ છે. મુંબઇ નજીક હોવાથી ઘણા લોકો સુતર કાંતવાની, વણવાની મીલોમાં અને કારખાનાંઓમાં, તેમ જ રેલ્વેની મજુરીના કામમાં ઘણા માણસોને રોજી મળે છે. કેટલાક સરકારી અને ખાનગી નોકરીમાં, અને વેપારમાં રોકાએલા છે. તે બધાને મુંબઇ આવજા કરવાને કલ્યાણ અને વીરાર સુધી, લોકલગાડીઓ રાખેલી છે. ગામડાંઓમાં કેટલાક જાડું કાપડ અને લુગડાં વણીને પોતાનું ગુજરાન ચલાવે છે. સમુદ્ર કિનારાના માછી લોકો સમુદ્રમાં પુષ્કળ માછલી પકડે છે, અને તેને સુકવી બહારગામ મોકલે છે, તેનો મોટો વેપાર ચાલે છે.

**પેદાશ**—સમુદ્ર કિનારાના સપાટ પ્રદેશમાં નાળીએર, પાન, કેળાં, આદુ, ફળફળાદી અને શાકભાજી થાય છે. સમુદ્ર કિનારે મીઠું પકવવામાં આવે છે. ડુંગરો તરફ ઇમારતી લાકડાં અને ઘાસ થાય છે. તેનો વેપાર સારો ચાલે છે. તે સિવાય-ભાત, ચણા, નાગલી, ખુરસાણી, વાલ, વટાણા, તુવેર, મગ, કાંદા અને કલીંગર થાય છે.

**વેપારના માર્ગો**—બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલ્વે સમુદ્ર કિનારાના સાષ્ટી, વસઇ, માહીમ અને ડાહાણૂ તાલુકાઓમાં થઇ સુરત જિલ્લામાં જાય છે ગ્રેટ ઇન્ડીઅન પેનિનસ્યુલા રેલ્વે સાષ્ટી, કલ્યાણ અને શાહપુર તાલુકામાં થઈ જાય છે. કલ્યાણ જંકશનથી એક ફાંટો બોરઘાટમાં થઇ પુના તરફ જાય છે, અને બીજો થળઘાટમાં થઇ નાશિક તરફ જાય છે. મુંબઇથી કાચો માલ તથા બીજો માલ લઇ જવા લાવવા બળદગાડીના ઘણા રસ્તા છે. મુંબઇથી થાણા, ભીમડી, અને શાહપુર આગળ થઇ નાશિક તરફ જાય છે, તેને આગ્રારોડ કહે છે. ભીમડીથી કલ્યાણી ઉપર થઇ મુરબાડ તાલુકામાં જાય છે. ભીમડીથી વાડે ઉપર થઈ મોખાડે સુધી. અને મોખાડેથી જવ્હાર ઉપર થઇ ડાહાણૂ સુધી એક સડક આવેલી છે. માહીમથી

મનોર ઉપર થઇ વાડા સુધી. અને મનોરથી ડાહાણૂ તાલુકામાં જાય છે. બાકી બીજા રસ્તા નાના છે, તે તાલુકાના વર્ણનમાં આપેલા છે. દરીઆ અને ખાડીને કિનારે જળમાર્ગે વહાણો મારફતે વેપાર ચાલે છે તેને માટે ઉમરગામ, ડાહાણૂ, સામર્હું, ચિંચણ, માહીમ, તારાપુર, વસઈ, ઘોડબંદર, થાણા, તુર્ભા, કલ્યાણ અને ભિંવડી એ બંદરો છે.

## રાજ્યવ્યવસ્થા.

ગામના અધિકારીને મુખી અથવા પટેલ કહે છે, તાલુકાના અધિકારીને મામલતદાર કહે છે, અને પેટાના અધિકારીને મહાલકરી કહે છે. મામલતદારના ઉપરી જિલ્લાના અધિકારી કલેક્ટર સાહેબ હોય છે.

કલેક્ટર સાહેબને મદદ કરવાને આસિસ્ટંટ કલેક્ટર અને ડેપ્યુટી કલેક્ટર હોય છે. કામની સગવડ માટે થાણા જિલ્લાના ભિંવડી, વસઇ, અને કલ્યાણ એ ત્રણ પ્રાંત પાડ્યા છે. તે ઉપર એકેક આસિસ્ટંટ કલેક્ટર અગર ડેપ્યુટી કલેક્ટર નીમ્યા છે.

જિલ્લાના મુખ્ય ઠેકાણે ત્રીજોરીના ઉપર એક અમલદાર છે, તેમને હજુર ડેપ્યુટી કલેક્ટર કહે છે.

ન્યાય ખાતાના મુખ્ય અધિકારીને સેશન જજ્જ કહે છે. તેમના તાબામાં સબ જજ્જો એટલે મુન્સફો છે. આ જિલ્લામાં કોઇ કોઇ તાલુકામાં મુન્સફ કોરટો છે.

ખુન, ચોરી, મારામારી, વગેરે ગુનાનો તપાસ કરવા ગામમાં જમાદાર અને તાલુકામાં સબ ઇન્સ્પેક્ટર હોય છે. તે જિલ્લાના એક પોલિસ અધિકારીના તાબામાં રહી કામકાજ કરે છે, અને ગુના પકડીને માજીસ્ટ્રેટને હવાલે કરે છે.

શાહેરો અને મોટાં ગામોમાં મ્યુનિસિપાલિટિઓ અને સેનેટરી બોર્ડો સ્થાપન કરેલાં છે. તે સડકો વળાવે છે, રસ્તાઓ ઉપર દીવા મુકે છે, અને વધારેમાં મ્યુનિસિપાલિટિઓ શાહેરનાં છોકરાંને શિક્ષણ આપે છે.

મોટાં મોટાં ગામોમાં ટપાલ અને તાર ઑફિસો છે. ત્યાંથી ઘણું ખરૂં દરેક ગામે કાગળો પહોંચાડવાની સગવડ કરેલી હોય છે. લોકો માટે દયાળુ સરકારે ઠેકઠેકાણે દવાખાનાં કાઢેલાં છે. તેમાંથી ગરીબ લોકોને મફત દવા અપાય છે.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

હરશંકર કેશરલાલ પુરાણી,

મોતીલાલ શેઠની ચાલ

જી. આ. પી. શુ.

મંગાવેથી વી. પી. થી મોકલીશું.

છાપનાર

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસના માલેક

ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર,

ખાડીયા જેઠાભાઇની પોળ,

અમદાવાદ.